શ્રી નવીન

# બેવફા બેટી

યાને

# દુલીયા.

નાટકનાં ગાયનો

"શ્રી દેશી નાટક સમાજ" બ્રાંચ નં. ૨ માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.

હાલ મુકામ સૂર્ય પ્રકાશ થીએટર–સુરત

કીંમત ત્રણ આના.

# મુખ્ય પાત્રોનાં નામ.

## પુરૂષ પાત્ર.

કાર્લ્વિન લુશીઅસ—રોમના માજી રાજાનો પુત્ર.

સર્વિયસ—રોમનો રાજા.

કોન્સ્ટેન્ટાઈન—સર્વિયસનો પુત્ર અતી લુક્રિશીયાનો અરથાર્થી

બ્રુટસ—ન્યાયનિપુણ રાજ્યભક્ત અમીર.

માર્સેલસ—બ્રુટસનો પુત્ર.

*મી. ગોલ્ડન—વકીલ ( સ્નેહરંગનો હીમાયતી. )

સેમ્પલ—ગોલ્ડનનો કલાર્ક.

જોસી—એક ગૃહસ્થનો પૂત્ર.

ભીખલો—ગોલ્ડનનો ચાકર ( વાણીઓ )

## સ્ત્રી પાત્ર.

તુલીઆ—રાજા સર્વિયસની બેવફા બેટી.

જુલિયા—લુશીઅસ ટારક્વિનની પુત્રી.

લુક્રેશિયા—કોલેટાઇનની સતી સ્ત્રી.

સ્વીર્ટા—રૂખરેલી સ્વછંદી સ્ત્રી.

ડોલી—ગોવાળની છોકરી.

ભીખલી—ભીખલાની સ્ત્રી ( લાલીઆણી. )

રોમન અમીરો, લશ્કરી અમલદારો, એલચીઓ, સાહેલીઓ નાચનારીઓ, સીપાઇઓ, વિગેરે વિગેરે.

સ્થળ—રોમ શહેર, તેની પાસેનું જંગલ, તથા કોલેટીઆ ગઢ.

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# બેવફા બેટી યાને ટુલીયા નાટકનો ટુંકસાર.

## અંક ૧ લો.

### મંગળાચરણ દેવીની સ્તુતિ.

**પ્રવેશ ૧ લો**—રાજા સરવીયસના રાજ્ય મહેલ આગળનો બગીચો. લુશીયસ ટારકિવન પોતાના બાપની ગાદી મેળવવાસમશેરના સોગંદ ખાતો દેખાય છે. એટલામાં જાલીમ ટુલિયા યાને બેવફા બેટી જેને ટારકિવને આગળથી પોતાના પ્રપંચમાં દાખલ કરી તેના ધણીનું ખુન કરવા મોકલી છે તેનું તેના ધણી એરેન્સનું ખુન કરી તેના માથા સહિત દાખલ થવું, પાપીઓનો પ્રપંચ. ત્યાર બાદ બન્નેનું સેનેટમાં રાજ્યનો કબજો લેવા જવું.

**પ્રવેશ ૨ સ્થળ**—અમીર બ્રુટસના ઘરનું દીવાનખાનું.

બ્રુટસ પુત્ર માર્સેલસનું ટારકિવનની પુત્રી જુલીયાના વિરહમાં દાખલ થવું. જુલીયાનું આવવું. બન્નેનો આનંદ.

**પ્રવેશ ૩. સ્થળ**—સેનેટ હોલ.

લુશીયસ ટારકિનનું દમામ સાથે આવવું. લાંચ આપી પોતાના પક્ષમાં લીધેલા અમીરો સાથે મસલત, ટારકિવનને રાજ્યાભિષેક,

નાચરંગ, રાજા સર્વીયસનું આવવું ગાદીપર ટારક્વિનને બેઠેલો જોઇ પરસ્પર ઝગડો. સર્વીયસની છોકરી ટુલિયાનું આવવું. પોતાના પતિ ટારક્વિનને રાજગાદીની મુબારકબાદી, બાપ બેટીનો સંવાદ, બેવફા બેટી માટે બાપને. બળાપો, પાછળથી લુશીયસ ટારક્વિન સર્વીયસને ગોળીથી ઠાર કરે છે ! ટેબ્લો.

પ્રવેશ ૪—પુરૂપ જેવા શિક્ષણથી સ્વચ્છંદ થએલી અને સુધારકોના લવ મેરેજના ભાષણોથી ભોળવાઇ ઉપરના ડોળમાં ભરમાએલી સ્વીટીએ હવે પોતાના આ લગ્નથી કંટાળી ડાયવૉર્સ મેળવવાની સલાહ લેવા પોતાના એક આગલા પાડોશી સેમ્પલ ( કે જે કજીઆદલાલ છે તેની ) મારફતે વકીલ ગોલ્ડનને બોલાવેલ છે તે આવે છે પણ ભૈયાની ભાડાની તકરારમાં સલાહ સલાહ ને ઠેકાણે રહી જાય છે અને ભૈયાજીના ડંડાપાસે વકીલ સાહેબનો કાયદો હાર ખાય છે.

પ્રવેશ ૫. સ્થળ—કોલાટીઆ ગઢમાં કોલેટાઇનનો બગીચો.

કોલેટાઇનની સતી સ્ત્રી લુક્રેસીયાનું સખીઓ સાથે આવવું, પરસ્પર હાસ્ય વિનોદ કોલેટાઇનનું આવવું પ્રેમની પરિસીમા. બ્રુટસનું અચાનક આવવું પીતા સર્વીયસના ખુનની ખબર આપવી રંગમાં ભંગ બ્રુટસને લુક્રેસીઆની ભલામણ કરી કોલેટાઇનનું પોતાના પિતાના રાજ્યની સંભાળ લેવા રોમ તરફ ઉપડી જવું. બ્રુટસનો ટારક્વિન તરફ તિરસ્કાર સતી લુક્રેસીયાનું પતિની પાછળ જવું.

પ્રવેશ ૬ ઠો—ધારતી બરેલું છે પણ ધારતી બરેલો કજીઆદલાલ સેમ્પલ સ્વીટીને ડાયવૉર્સ અપાવી પોતેજ પરણી જવાના

વિચારમાં હતો ત્યાં વકીલ ગોલ્ડન પણ તેનો હરીફ જણાવવાથી તેને ફજેત કરવાનો વિચાર કરે છે તેટલામાં વકીલની છોકરી ડોલી પોતાના બાપની ઇચ્છા વિના જે જોલી જોડે પરણવા તૈયાર છે તેને મળે છે અને વકીલને ફજેત કરવા તેને પણ પોતાના હાથમાં લે છે, પાછળથી સ્વીટી સલાહ લેવા આવે છે, ગોલ્ડન તેની પાસે પ્રેમની માગણી કરે છે, જે તમાસો સેમ્પસ ગોલ્ડનની સ્ત્રીને બતાવે છે. અને ગોલ્ડન બીજા રૂમમાં જતાં સ્વીટીને બદલે તેનેજ ગોઠવી દઇ ગોલ્ડનની ફજેતી કરે છે.

પ્રવેશ ૭. સ્થળ-રોમ શહેરનો કિલ્લો.

પિતાના શબ ઉપર કોલેટાઇનનો કરૂણ વિલાપ સર્વિયસના રૂદનું દેખાવું, ને દુશ્મન ઉપર વેર લેવા કેહેવું. કોલેટાઇનની પ્રતિજ્ઞા ટુલીયાનું રથમાં બેસી આવવું બેવફા બેટીની પિતા પ્રતી નિર્દયતા વફાદાર ગુલામની માલીક પ્રતી વફાદારી ટુલીયાના હાથે વફાદાર ગુલામનું ખુન ભાઇ બહેન વચ્ચે તકરાર ટારકિવનનું લશ્કર સાથે આવવું કોલેટાઇન કેદ. ટેબ્લો—

—ડ્રાપ—

## અંક બીજો.

---

**પ્રવેશ ૧. સ્થળ ટારકિવનના બગીચામાંની બેઠક.**

ટારકિવન તથા ટુલીયાનો કોલ્લેટાઇન જેવો દુશ્મન પકડયા સંબંધી વાતચીત ને આનંદ બાદ પીંજરામાં પુરાએલો કોલેટાઇન બાઇ બહેનની વાતચીત ટુલીયાનું ગુસ્સે થઇ જીવતા બાળી નાખવાનો હુકમ આપવો. કોલ્લેટાઇનની સ્ત્રી લ્યુક્રેસીયાનું આવવું ટારક્વિનનું મોહાન્ધ થવું ને પ્રપંચ કરી લ્યુક્રેસીઆને ફસાવવા ખાતર ટુલીયા વિરૂધ્ધ કોલ્લેટાઇનને સાફી આપી એક સરદારની જગાએ સ્થાપવો ટુલીયાનું વચ્ચે પડવું ટારકિવન વિરૂધ્ધ જઇ કોલ્લેટાઇનને છોડી દેવો પતી પત્નીનો કલહ ટેપશો—

**પ્રવેશ ૨ જો.** અજાણ્યો વકીલ ગેરકસ પોતાનાજ પગમાં કુહાડો મારવા જેવી બોલીને તેની માશુક (કેલી) ને ઉપડી જવાની સલાહ આપે છે. અને પ્રેમના પાઠ શીખતે સેમ્પલ ગેરકસને વૈરી નો પાઠ શીખવે છે.

**પ્રવેશ ૩ જો-સ્થળ** કોલેટીયાગઢમાં કોલ્લેટાઇનનું દીવાનખાનું સતી લ્યુક્રેસીઆનું કોલ્લેટાઇનને આશ્વાસન આપી સાદી જીંદગી ગુજારવા સંબંધીનો ઉપદેશ કરવો. કોલ્લેટાઇનનો વેર લેવાનો દ્રઢ સંકલ્પ, શહેનશાહ ટારકવીનના મોકલેલા રૂક્કાને લઇ જાસુસનું આવવું અને ફરમાન અનુસાર લ્યુક્રેસીઆને શાંત કરી આર્ડીઆ તરફ જવું,

**પ્રવેશ ૪ થો–સ્થળ ટારકવીનનો મહેલ.** લ્યુક્રેસીઆના વિરહમાં ટારકવીનનું આવવું. પાપીનો પાપી વિચાર ને કૃત્રિમ વીંટી અનુસાર મેમાન થઇ ફસાવવાના ઠરાવમાં જવું.

**પ્રવેશ ૫ મો–સ્થળ** કોલેટીયાગઢમાં કોલેટાઇનનું દીવાનખાનું. લ્યુક્રેસીઆ પોતાના પતિના વિરહમાં કૃત્રિમ વીંટી લઇ શહેનશાહ ટારકવીનનું મેમાન થઇ આવવું. મેહમાનદારી ભ્રષ્ટ દાનતનો મેહેમાન સતીના સૌંદર્યથી વધારે આંધળો થાય છે. મેહમાનના શયન પછી સતી લ્યુક્રેસીયા ચિંતામાં.

**પ્રવેશ ૬ ઠો–સ્થળ** સતી લ્યુક્રેસીયાનું શયનગૃહ. મોહાંધ ટારકવીનનું છુપકાથી આવવું, લ્યુક્રેસીયાનું દ્રઢ શિયળવ્રત દુષ્ટ ટારકવીનનો જુલમ આખરે શિયળરક્ષા માટે સતીનો વીર આપઘાત. કોલેટાઇન બ્રુટસનું આવવું ટારકવીનનું નાસવું. ટેબ્લો.

**પ્રવેશ ૭ મો**–સેમ્પલ ડોલીને જોશીની ચીઠી ભુમાડી મોહન શાસ્ત્રીને ઘેર જવા કહે છે એટલામાં ગોલ્ડન આવી પુગે છે. ભુલથી ટેબલ ઉપર રહી ગયેલી જોશીની ચીઠ્ઠી ગોલ્ડનના હાથમાં આવે છે. ગોલ્ડન ડોલીને ઓરડામાં પુરી પોતાના લાલીઆ નોકરને ડોલીના લુગડામાં મોહન શાસ્ત્રીને ત્યાં મોકલે છે, સેમ્પલ ગોલ્ડન આડો જતાં ઓરડો ખોલી ડોલીને મોકલી આપે છે તથા ગોલ્ડનની લાલીઆનું નોકરને સ્ત્રીઓનાં લુગડાં પહેરાવી તથા ગોલ્ડનની સ્ત્રીને સાથે લઇ ગોલ્ડનની પુરી ફજેતી કરવા તેની પાછળ પાછળ જાય છે.

પ્રવેશ ૮ મો–સ્થળ માતા વેસ્ટાનું મંદીર. સ્નેહોલ્લાસથી કારચક ભરેલી જુલીયાનું આવવું, માર્સેલસનું અભિચરણ. લગ્ન–પ્રતિજ્ઞા. તુલીયાનું અચાનક આવવું. પરસ્પર ઝઘડો જુલીયાનો ઉંચો પ્રેમ, બંનેનું જવું. બીજી બાજુ બ્રુટસ તથા કોલ્લેટાઇન સાથે રોમન મુખ્ય અમીરોનું આવવું, રાજધર્મ અને સેવા ધર્મની શરૂઆત નવા રાજ્યની નીમણુંકો. ફરવા નીકળેલા ટારકવીનનું આવવું કોલેટાઇનનો વિવાહ આખરે લુશીયસ ટારકવીન તથા તુલીયાને કેદ.

ટેબ્લો.

# અંક ૩ જો.

## પ્રવેશ ૧-સ્થળ-રોમ પાસેનું જંગલ

બ્રુટસના પુત્રો માર્સેલસ તથા ટાઇબીરીયસનું આવવું. ટારક્વિનના એલચીઓએ કરેલા કાવત્રામાં બહારથી મળી જઇ છેવટે તેમને ઉઘાડા પાડવાનો સંકેત, બાદ એવકુબેટીને વૈરની ધુનમાં આવતી જોઇ ખસી જવું, એલચીઓનું આવવું. ગોઠવી રાખેલા કાવતરાની ખબર, બાદ માર્સેલસ તથા ટાઇબરીયસનું આવવું સમય જોઇ પ્રપંચમાં મળી જવું. જુલીયાનું રોમન બાળક દેશમાં અચાનક આવવું ને પ્રપંચનું સાંભળવું, બાદ બાતમી આપવા જુલીયાનું બ્રુટસના ઘર તરફ જવું. બાદ ગુલામને માર્સેલસ પોતાના પીતાને બાતમી આપવા મોકલવો.

## પ્રવેશ ૨. રોમ શેહેરનો કીલ્લો.

બ્રુટસના પુત્રો એલચીઓ તથા ટુલીયાની રાહ જોતા ઉભા છે. તેઓનું આવવું પાછળથી ટારક્વિન રોમન સીપાઇના લીબાસમાં આવવું ગોઠવેલી સુરંગો મારફત રોમ શેહેરને ઉડાડી દેવાની તૈયારી તરણુ રોમનની બાતમીથી સરદાર બ્રુટસનું લશ્કર સાથે આવી તમામને કેદ કરવું.

ટેબ્લો.

### પ્રવેશ ૩. સ્થળ–રસ્તો.

સરદાર કોલ્લેટાઇન બાદીમ ટુલીયાના જુલમનો દંડ દેવાના વિચારમાં બાદ બ્રુટસ પાપીના પ્રપંચમાં સંડોવાએલા પુત્રો માટે અફસોસ, પુત્રોને મારી આપવા માટે બ્રુટસ પ્રત્યે કોલ્લેટાઇનની માગણી ન્યાય નિપુણ બ્રુટસ ન્યાયમાં દ્રઢ. જેલમા પાપીયોના ઇનસાફ માટે જવું.

### પ્રવેશ ૪.

એબીના ડોલી સાથે સેમ્પસનાં સ્વીટી સાથે, અને ગોલ્ડનનાં સ્વીટીના ડ્રેસમાં લાવીઅણુ ભીખલી સાથે લગ્ન થાય છે. ગોટાળો ખુલ્લો થતાં ભીખલા ભીખલીનાં માથાં ભટકાય છે અને પછી તેઃ–

એમ કાયદો કહેતો અમને સ્નેહીજનને આનંદ સદા આનંદ પ્રીતી ભરેલું દુશ્મનને સ્નેહીજનને આનંદ સદા આનંદ.

**પ્રવેશ ૫ મો**—સ્થળ-જેલ—બ્રુટસ તથા કોલેટાઇન તથા રાજના અમીરો સમક્ષ કાવત્રાખોરોનો ન્યાય, એલચીઓને દેશ નિ–કાલની સજા, ત્યારબાદ પોતાના પુત્રોને ફાંસીની સજા, બ્રુટસની સ્ત્રીનું આવવું. પુત્રો માટે કલ્પાંત પોતાના પતીને દયાર્દ્ર રીતે વિનવવું. બ્રુટસનું ન્યાયમાં દ્રઢ રહેવું. રોમ શહેર ફના થતું અટકાવવાની બાતમી આપનાર રોમન બાળકના વેશમાં જુલીયાનું આવવું, પોતાને મળેલા વચનમાં બ્રુટસના છોકરાઓને જીવીત દાન બક્ષવાનું માગવું ત્યારબાદ માસંલસના મોકલેલા ગુલામનું આવવું, ભેદનું

ખોલવું, જુલીયાનું ખરા સ્વરૂપમાં પ્રગટ થવું સર્વનો આનંદ કોલેટાઇન પોતાની ભાણેજ જુલીયાનો બ્રુટસના પુત્ર માર્સલસ સાથે હસ્ત મેળાપ કરી આપે છે, ત્યારબાદ ટુલીયાનો ઇનસાફ પાપીનો પશ્ચાતાપ, સર્વિયસના રૂધનું પ્રગટ થવું. બેવફા બેટીને ફીટકાર, લુશીયસ ટારકિવનનો ઇનસાફ બેવફા બેટી ટુલીયા તથા ટારકિવનનો શીરચ્છેદ, બાદ માર્સેલસ તથા જુલીયા બન્ને પ્રેમી જોડાનો આનંદ કોલેજીયમમાં કોલેટાઇનને તાજ પોશી અને આનંદ.

**शांन्ति शांन्ति शांन्ति**



# સોના ચાંદીના દાગીના ખરીદવાની ભરોસાદાર દુકાન.



## શા૦ નરોત્તમદાસ નગીનદાસની કું૦

દરેક જાતના સોના ચાંદીના દાગીના બનાવનાર તથા
વેચનાર તેમજ દરેક જાતના નવા ઘડીયાળો તથા તેને
લગતો દરેક જાતનો સામાન વેચનાર તેમજ
જુના ઘડીઆળો દુરૂસ્ત કરનાર.

**— એક વખત પધારી ખાત્રી કરવા વિનંતી છે. —**

**ઠે૰ બરાનપુરી ભાગળ—સુરત.**

શ્રી.

# બેવફા બેગી યાને દુલીયા નાટકનાં ગાયનો.

મંગળાચરણ

કવ્વાલી—

પ્રણમું દેવી જગત જનની (૨)
સકળ ચળ અચળ ક્ષીતી તળ રહી રમી
અણું અણું મહી પણ—વંદુ દેવી.
વિશ્વ આધાર જીવન સંસાર પ્રાણી વહેવાર
માયા જંજાળ અકળીત ગતી તવ વ્યાપક
વિભૂતી અતી અગમ્ય અપાર—વંદુ
તત્વનો કરી વિસ્તાર સૃષ્ટી લીલા રચી સારી
વિશ્વે માયાવી જાળ બીછાવી અદ્દભુત તારી
કૃતિ ન્યારી
મંદ બુદ્ધિ તવ ગુણ અગણીત અકથીત
ગણી ગણી દીન હીન થઇને હારૂ
આપો શાન્તિ જનની મનની—વંદુ.

દેવી–પુષ્પ નવલ–અરપું ધવલ–ભારતનાં બાળો.
સૂત્રમાં ધારજો, સ્નેહ સત્કારજો................પુષ્પ.
વાત પુરાતન રોમની, નાટચોચિત સંસ્કાર
પામી ગુર્જર ભૂમિમાં, અવતરતી આવાર....
સ્નેહીઓમાં સ્થાન પામો, સુજ્ઞ સૌનું ધ્યાન પામો.
લોક સંઘે માન પામો દેશમાં વિશ્રામ પામો
એ છે ઉદ્દેશ, નથી બીજાનો લેશ.
કહેવું શું વિશેષ, પીછાણી લેશો વેષ.
મનુજ સકળ ફરજ સમજી આશે,
હૃદય ઈતર વિષય કદી ન ઝાલે—

---

નાસંલાલ—

૧

રસીલી કોમળ બાળા એ..........
પ્રીતિની પવિત્ર શાળા,
વસીએ હૃદય અમારા રે..................
લલના વેશે નિરાળા........રસીલી,
સ્નેહના સૂત્ર ગ્રંથ શીખવે શ્યામા
કામીની કામ તંત્ર દાખે સમ શ્યામા
એ મનહારી મોહીની સારી
વાર વાર શીખવી રહી વામા રસીલી.

માર્સે-જુલીયા— ૨

વાહ ! સુંદર જીવન શું ભોગવશું સ્નેહ સ્થાન પરથી;
શા વ્હાલાં લાગે વેણુ તમારાં કોડીલા કુંવરજી
ઉછાળા મારે શૂર, તનમાં ધસે પૂર, નેનમાં હસે નૂર,
ચિન્તાઓ કરે ચૂર,

ઓ મારા પ્યારા, મારા પ્યારા, મારા પ્યારા;
રમાવો રતિ ધારા, ખેલાવો ખેલ સારા,—
અયિ સુવીર, હૃદય કીર, નિકટ નીર, સુખદ તીર
મૃદુ સમિર

અંતરમાંના ઉમળકા, શા ભોળું જાણો છો મરજી;—

રુવીડી— ૩

અરે ભોળી હું તો ભોળી
એ ઉઠાઉ ગીરના ભભકે—
મોટી મોટી વાતોના જીભને લબરકે—હું તો
ટાઈ તણા ચીંથરા કે લરના પાટાના નથી વાંધા
બુટની જોડ મળે બે ત્રણ પણ અનાજ કેરા સાંધા—હું તો
ખોટી વાતો ખોટા વેશ ઉપર હું તો ભરમાઈ
પણ ખીસ્સાનો કાંણો છે એ જાણું શું હું બાઈ—હું તો

સેમ્પલ—　　　　　　　૪

જ્યાં ડંડો ઉછળે ત્યાં કાયદો ના ચાલે જો બેટા તારી
　　　　　　　　　　　　　ખોપરી સંભાળ.

ભૈયો—પૈસે બીન બાતે ક્એસી કાયદેકી અયેસી ત્યસી
ગોલ્ડન—જો સંભાળ.
ભૈયો—બચ્ચા લાલ હૈ.
ગોલ્ડન—અરરરરરરરરર.
સ્વીટી—ડંડો મુકીને મુંગોમર—જા દુર રહીને વાતો કર
સેમ્પલ—નહીં તો ચારજ થાશે તુજપર
ગોલ્ડન—એમ કાયદો કહે છે.

કુકીસીયા—　　　　　　૫

સ્વામીના કંઠમાં પહેરાણું હાર !
સુંદર, શા ખિલતાં કુસુમો
ધવલાં, નવલાં, વિમલાં, કુમલાં !

(૧) સખી—સખિ, જરા સબુર કર, ધરા ઉપર ધર,
　　　　　　પરાગ તવ ચરણથી ઝર !

કુકીસીયા—વાહ, વાહ.

(૨) સખી—સખિ, નવીન સસ મહિં વિલીન નવઉર

રખે કવચ પટ થકી સરે—

લુકીસીયા—ના. ગાંઠી ન થા.

(૩) સખી—નવા નવા સખિ વિલાસમાં ઉર પ્રમાસમ

પતિની પાસમાં મૃદુ સુહાસમાં મતિ રખે ગુમાવ

લુકીસીયા—પ્રાણપતિ, પાછલ છું ઘેલી, સખિ એલી, સખી

કૌલેટાઇન—આ તરૂની વેલી, સખિ ? કેવી કરે કેલિ સાખ

લુકીસીયા—સ્વામીના કંઠમાં..........

ઢાળી— ૬

વાંકડીયા વાળપર મોહી

છબીલા હું તો વાંકડીયા વાળપર મોહી

વાંકડીયા વાળ તારો વાંકડીયો ફેંટો

ભમર કમાન વાંકી જોઈ

વાંકી વાંકી ચાલ તારી ગરદનની ઢાલ વાંકી

રાખી છેલ બાંકા વાંકુ જોઇ—

વાંકલડી નજરે શું ચોર ચોરી લીધું તેં એ

હું તો બેઠી મારૂં સર્વ—ખોઇ—છબીલા

૭

ડોશી—ઝાલા લટકે લોભાઇ
        સ્નેહ સાંકળમાં સપડાઈ

જોશી—વાહ જીભની ચતુરાઇ
        આંખી કહે અંધાઇ

ડોશી—આ વાણીપર ભરમાઈને લલચાઇ રે લોભાઇ
        સાગર સંસાર તરવા સાહ્યો મેં હાથ તારો
        સાહેબા સુકાની થાજે મારો

જોશી—ધ્રુવ જે નોકાની તું તેનો સુકાની છું હું
        ધ્રુવ વીણ જાશે ભૂલ ખાઇ—રે લોભાઇ

સેરૂપલ—                ૮

એક બદલે બીજીથી અથડાવી માથા ભટકાવી
તારી બૈરીથી જ્યારે મળે—

જોજે દીકરા મારા ગોલ્ડન
આ સેરૂપલની સુરંગ બીછાવેલી જ્યારે ઉડે
સમજ જે મુર્ખતા તેં જે સાહસ આ કરેલું છે
ગણીને ફાંચ્યો તે ડાહ્યા તારૂં માથું પૂરેલું છે
છું તારા ઘરનો ઉંદર હાલ એ તેં વીસરેલું છે

લઠવું ખેદ સાથે " કામ આ ધાસ્તી ભરેલું છે."
જ્યારે આંખથી જોઇ માંડી ચાલથી ચાલ આડી
ને ખાડે જ્યારે તું પડે જો જે દીકરા મારા
ઉડાવા તેં જો સ્વીટીને આ કાવત્રું કરેલું છે
તો મેં પણ જાળ કેરૂં ગુચ્છલું આગળ ધરેલું છે
પૂસીને તેમાં તું ગોલ્ડન માછલું નક્કી મરેલું છે
પુકારી ઉઠશે કે કામ આ ધાસ્તી ભરેલું છે
સ્વીટીને બદલે નીહાળી ચામુડાં ક્રોધવાળી
જ્યારે ભડકીને ઉછળે...... જોજે દીકરા મારા



## અંક બીજો.

સેરપલ— ૯

ઓ મીસ જીગરના પીસ દઈ દે કીસ હું અરજી કરૂં
ગોલ્ડન—કંઈ શરમ ધરો જાઓ આ શું કરો હું તો
શરમાઈ મરૂં
ભીખલો—ઓ ડોર ભીખલી દરબર દરબર હું પણ
અરજી કરૂં
ભીખલી—એ હું કરે મુવા ભીખલા હું તો છરમાઈ
છરમાઈ મરૂં
સેરપલ—ડીસમીસ કરે નોટીસ મારી તો ઝેર ફાકીને મરૂં
મરૂં વાલી હું ઝેર ફાકીને મરૂં
ભીખલો—ભીખલી જો મોટસ ફરે મારી તો હું પણ
દરીયે ભરૂં કે કુવે પરૂં
સેરપલ—ડરીને પ્લેઝર કરશું ભારી
ગોલ્ડન—હું આજથી થઈ ડીયર તારી
ભીખલો—હું રત જઇને પીડું ટારી
ભીખલી—ટું રાજો રાની હું ટારી
ભીખલો—એમ
ભીખલી—ટીવારે વરી કેમ

લ્યુકેશિયા— ૧૦

ત્યાગો ચિંતાઓ રાજ મારા શાણા શીરતાજ
સ્થાપો શાંન્તિ સુરાજ્ય પ્રભુ હરશે દુઃખદાઝ
રહો દિલ દ્વેષ વસારી
વારી વારી જાઉં વારી મારા મહારાજ—ત્યાગો.
રાજ્ય રિદ્ધિ સર્વ તજી વશીશું વીશનમાં
જમી ફૂળ મૂળ મેવા કરી તમ ચરણ સેવા
માનીશ મનથી સુખ સાજ
તજો આ પ્રપંચની બારી
વારી વારી જાઉં વારી મહારાજ—ત્યાગો.

લ્યુકેશિયા— ૧૧

સીધાવો પ્રીતમ પ્યારા યોવન શ્રંગાર મારા
કરી વીજય રણ જંગ વરીને કીર્તી સંગ વળજો
વેલેરા વાલમજી રે
કંથ વીયોગે ઘેલી કરશો ના વધુ અલબેલી
દેશ હીતમાં પ્રોય બાનું તન મન ત્રણ વ્રત હું માનું
સમજે સમરો સ્તવ શુરા ધન્ય ધીર વીર વર પુર.
કરૂં ગમન હવે બાળા સુખેથી સ્વામી વ્હાલા
રે પ્યારી ધીર ધારી દયોરા પીત્રુ સહાય તારી.

લ્યુકેશિયા— ૧૨

સખી એ મારા પીયુવીનાં પલકના સુહાય
મારૂં હૃદય આળી આંસુથી ખાલ
ધડક ધડક ધડ ધડ ધડકાય વિરહથી લાય
સહી ના જાય-મારા પીયુ
પીયુ પરદેશ વસ્યા એજ હું એકેલી બાળા
રૈન અંધારી ભયથી ડરૂં ભારી
સ્વપ્ન સુતાં કંઇ વિપરીત આવે
મરૂં ઝબકી જાગી ભયથી છાતી ધડ ધડ ધડકાય

લ્યુકેશિયા— ૧૩

મન મુંઝાય વ્યથિત થાય હૈવ શું કરૂં
પ્રિય પતિ વિરહમાં ધૈર્ય શું ધરૂં.
નયનથી જળઝરે બળહરે રૂજભરે, નહીં
અરે દીલ ઠરે—
વાર વાર કરૂં વિચાર, પણ ન સફળ થાઉં લગાર
લેશમાત્ર નવ નિકટ જોઉં પ્રિય સંગ દૃષ્ટ હમણાં
પ્રિય સંગ મિષ્ટ હમણાં સુખદ સ્થળ અહીં
જગતભર મહીં, નજરપર કહીં, દયિતવિણ નહીં...મન

સેમ્પલ— ૧૪

ડૂશંાળ...કરતાં ફરતાં તે જોઈ બચ્ચા હરખાય
ખાઈ ના પત્થરના પાણીમાં મેંડકનો જીવ જાય

આંખેં....કરીને ગોહઠન બીલાડો ચીઢવાય
અહા જોઈ તે સેમ્પલને આનંદ થાય.

( કોરસ )

હસવું હા બસ હસવું અહા હસવું છે જીવનનો
લ્હાવો ય.૨
પલની છે બે પલની આ જીન્દાની તેમાં
ખટપટથી શું સાર.

જુલીઆ-માર્સેલસ— ૧૫

રટ રસના (૨) પ્રિયતમનું નામ રટ રસના
લવ ઇતર ઉપર અબ વસના ?
દિવસ રાત બસ એજ વાત જયકર પ્રિય નરવર જસના પ્રિ.
મનોહરરૂપ સ્મરૂં, ધ્યાન તે ધરૂં કશાથી ન ઠરૂં
આમશો તરૂં બિયાબાં ફરૂં, સર્વ પરહરૂં, કાન્તને વરૂં
અમ રસીકરમણી જરી જરી હસના—પ્રિયતમનું—

માર્સેલસ-જુલીયા— ૧૬

આહબાસ સલુણી સ્નેહીથી સ્નેહ સદા નીભાવશો
હાં હાં રસીયાજી રસવેલી સ્નેહ રસે ખીલાવશો
ભવ રણમાં ભુલી ભામા વલભ છો આપ વિસામાં
તે સમજી શાણા આશ્રય દઇ કંઠે આપ વીંટાવશો

લજ્જા ભારે નમશો લલના મુગ્ધ થશો પતિ મળતા
તે સમયે ધરીં અધર વદનથી
લજ્જા આપ તજાવશો પ્રીય વચને પ્રીય બોલાવશો

૧૭

ફરજા દુહિતા કુલ કાલિમા
શોણિત તણીં સિંદૂર ? નીચ નાર
છલબલની તું ઘડ.યા
પ્રેમે પ.ળી હૈયે હુલ.ની
પ્રાણ પિયુષ પાયાં
ને તનુજા હણિ અગ્નિને પરવાં
ભૂલના ભ્રમમાં ભાન ભાન નાદાન
ગોઝારી હત્યારી
આશામાં થઇ તું મસ્તાન
ધિક ત્હારો અવતાર મર ડુબીજા
નિર્લજ સત્કાર બરથાર અંગાર
ધિક છે મોહમ.યા—

# અંક ત્રીજો.

[illegible]ટલ—  ૧૮

સત્ય વચનથી, ન્યાય ચલનથી ભ્રષ્ટ ન અવનિમાં
મૃત્યુ થાયે નિજ તનુજોનુ ગણું નવ દુઃખ તેનું
ભલે જાય તન ધરા ધામ ધન કોઇ હું ન ચલનારો
ધર્મ તજી ના બનુ અપરાધી નહીં નિજકુળ સાખી
પડુ પાપ મહીં, મનસ્તાપ મહીં,
અને શ્રાપ મહીં ઉંડા—સત્ય.

[illegible]લી—  ૧૯

કદી જો નૌકા છે પતી ભવસાગરમાં
સુંદરી તેનું સુકાન
મધુર મીઠું ગીતડું મોહનજી તો તારૂંણી તેનું તાન
ડોલી—[illegible] [illegible] તો પ્રકાશપતી જાણુ
સુંદરી શરીર પીયુજી પ્રાણુ
કાવ્યકૃતી કદી કામીની છે તો
રસીયાની રસ લ્હાણુ

ગોલ્ડન— ૨૦

એમ કાયદો કહે તો તમને
સ્નેહી જનને આનંદ સદા આનંદ

સેરપણ—ધારતી ભરેલું દુશ્મનને
સ્નેહી જનને આનંદ સદા આનંદ આશાફુલી

જોડી-ડોલા—જોડી મળી

ગોલ્ડનની સ્ત્રી—છુટા ફંદી ના ફંદ

બધાં—સારૂં જેનું છેવટ સારૂં
વર્તી રહ્યો આનંદ—સદા આનંદ

જુ.-મા.— ૨૧

અણમોલો રસીકવર પામી મન અપાર ચોંત્તા વામી
પ્રીય મળી સુખદ મન માનો મુજ ભાગ્યની શુભ નિશાનો
પ્રિય હૃદય જીવન મુજ અખંડ ધન ભાગ્યનું ભુવન
અહાહાહા.

શાંન્તિ ગુણ કિર્તિ લક્ષ્મી—અણમોલો.

ફરી અધીર શું શરમાવો
અહીં એકાન્ત છે પ્રીય આવો
લટકે શું લાલ લલચાવો
પ્રીય અધર સુધારસ પાઓ
હાં હાં સ્વામી રઢીયાળા હજુ હું છું કોમળ વય બાળા
નવ ધરો ડરૂં દીલ સાથે નવ સરે અર્થ કોઈ વાતે—અ.

સમાપ્ત

# જાહેર ખબર.

સતી સુલોચના, સતી પદ્મીની, જાલીમ દુનીયા, અજીતસિંહ, સતી દ્રૌપદી નાટકનાં ગાયન ભાષણ સાથેની મોટી ચોપડી દરેક રૂ૦ ૨–૦–૦ કીંમતે કંપનીની ટીકીટ ઓફીસમાંથી મળશે.

ઝવેરી ચંદુલાલ દલસુખરામ.

માલેક “ શ્રી દેશી નાટક સમાજ.

નીચે લખેલાં પુસ્તકો
ત્યાંથી અથવા અમદાવા.

| | | |
|---|---|---|
| ૧ સતી સંયુક્તા | ૨૪ | |
| ૨ પવિત લીલાવતી | ૨૫ | |
| ૩ સતી પાર્વતી | ૨૬ સત | |
| ૪ અક્ષુમતી | ૨૭ કેશર | |
| ૫ રામ વિયોગ | ૨૮ સુભદ્રા | |
| ૬ મ્યુનીસીપાલ ઇ. | ૨૯ ઉર્વશી | |
| ૭ ભોજકુમાર | ૩૦ રાઠોડ કન્યા | |
| ૮ સરદારબા | ૩૧ પવિત્ર લક્ષ્મી | ૫૪ ... |
| ૯ ઉમાદેવડી | ૩૨ કુસુમલતા | ૫૫ ચાલુ જમાનો |
| ૧૦ વીણાવેલી | ૩૩ હંસાકુમારી | ૫૬ સિદ્ધાર્થ બુદ્ધ |
| ૧૧ વિજયા વિજય | ૩૪ ગુલબકાવલી | ૫૭ દગાબાજ દુનિયા |
| ૧૨ મદન મંજરી | ૩૫ અભેસીંહ | ૫૮ દેવી દમયંતી |
| ૧૩ ઉદયભાણુ | ૩૬ કર્મફળ | ૫૯ દેવી દ્રૌપદી |
| ૧૪ મોહિની ચંદ્ર | ૩૭ નરસીંહ મેહતા | ૬૦ માયાળી-વીર |
| ૧૫ ગીતા સુંદરી | ૩૮ સગાળશા | ૬૧ ધર્મનીષ્ટ મયુરધ્વજ |
| ૧૬ સતી સીતા | ૩૯ કૃષ્ણ સુદામા | ૬૨ આર્ય વીજય |
| ૧૭ રૂકિમણી હરણ | ૪૦ મહાકવિ કાળીદાસ | ૬૩ અમર યોગીન્દ્ર |
| ૧૮ શ્રી ભદ્રાયુ | ૪૧ રાજરતન | ૬૪ બાદશાહી હીસ |
| ૧૯ સતી દ્રૌપદી | ૪૨ પ્રહ્લાદ વિજય | ૬૫ પ્રતાપી પ્રેમીલા |
| ૨૦ કબીરસાબ | ૪૩ કૌરવ પાંડવ ભા.૧ | ૬૬ ચિતોડનો કરણ |
| ૨૧ શ્રી સન્યાસી | ૪૪ જાળંધર સતીવૃંદા | ૬૭ કામ-લતા |
| ૨૨ જાલીમ ટુલીઆ | ૪૫ કૌરવ પાંડવ ભા.૨ | ૬૮ સત્યવાદી હરીશ્ચં |
| ૨૩ સતી પદ્મિની | ૪૬ લલીતપ્રિયા | ૬૯ બેવફા બૈરી |